

જોસેફ

# સ્ટેલિન

ચાર આના

[illegible] [illegible]



સ્ટેન્ડર્ડ ગ્રંથાવલિ

ગુજરાતી કોપીરાઈટ સંગ્રહ

રોચક અને હકીકતથી ભરપૂર જીવનચરિત્રો

# જગતના વિધાયકો

(૧) એડોલ્ફ હિટલર
(૨) જોસેફ સ્ટેલિન
(૩) માર્શલ ચાંગકાઈ શેક
(૪) વિન્સ્ટન ચર્ચિલ.
(૫) પ્રેસિડન્ટ રૂઝવેલ્ટ

★ ઉપરના પાંચ મહાન રાજપુરુષોનો ટુંકમાં જીવન પરિચય આ ગ્રંથમાળામાં મળશે.

★ ટુંક સમયમાં ઉપરના પાંચ પુસ્તકો આપવામાં આવશે. દરેકની પૃષ્ટ સંખ્યા લગભગ ૩૨ની રહેશે.

★ દરેક પુસ્તકની છુટક કિંમત ચાર આના છે.

ઘેર બેઠાં

## આ પાંચે પુસ્તકો મેળવવા ફક્ત રૂપીઆ એક મોકલો

(એડોલ્ફ હિટલર અને જોસેફ સ્ટેલિન પ્રગટ થઈ ગયાં છે.

—: આજેજ લખો :—

## સ્વસ્તિક બુક ડેપો

પોષ્ટ બોક્સ નં. ૨૦૯૭, મુંબઈ ૨.

જોસેફ

# સ્ટેલિન

•

—: લેખક :—

'સુદર્શન'

•

: પ્રકાશક :

સી. એમ. શાહ

સ્વસ્તિક બુક ડેપો

મંત્રી હાઉસ, ઓપેરા હાઉસ, મુંબઇ.

જગતના વિધાયકો પુસ્તક બીજું

# નિવેદન

જગતના મહાન રાજપુરૂષોનો જેમ બને તેમ ટૂંકો પણ હકિકતથી ભરેલો સુંદર અને સચોટ જીવનપરિચય આપવાના હેતુથી શરૂ કરેલ ગ્રંથમાળાનું આ બીજું પુસ્તક છે. પહેલા પુસ્તક 'એડોલ્ફ હીટલર'ને ગુજરાતી જનતાએ જે રીતે આવકાર્યું તેજ રીતે આને પણ આવકારશે એવી અમોને ખાત્રી છે.

લેખક 'સુદર્શન' એક સુપ્રસિદ્ધ સાપ્તાહિકના 'આંતર રાષ્ટ્રીય અવલોકનકાર' છે. તેમનું આ પુસ્તક વાંચકોને પ્રિય થશે.

—પ્રકાશક

# જોસેફ સ્ટેલીન

## બે સરમુખત્યારો

વર્તમાન બીજા વિશ્વયુદ્ધના મહાન સૂત્રધારો ચાર—હિટલર, સ્ટેલીન, ચર્ચીલ અને રૂઝવેલ્ટ. પહેલું વિશ્વયુદ્ધ ૧૯૧૪–૧૮ માં લડાયું. એમાં જર્મનીનો પરાજય થયો. બ્રિટન, ફ્રાંસ, અમેરિકા, જાપાન, ઇટાલી વગેરે મિત્ર રાષ્ટ્રોનો મહાન વિજય થયો. વરસેલ્સની ઐતિહાસિક સંધિના પરિણામે જર્મનીએ સંસ્થાનો ખોયાં. યુરોપમાં કેટલોક મુલક ગુમાવ્યો. ઓસ્ટ્રીઆ–હંગેરીના સામ્રાજ્યના ટુકડે ટુકડા થઇ ગયા. તૂર્ક સામ્રાજ્ય પણ તૂટયું. રશિયામાં સામ્યવાદી ક્રાંતિ થઈ. સમગ્ર યુરોપનો નકશો પલટાઇ ગયો.

વરસેલ્સની સંધિનો ભયાનક, પ્રચંડ અને ઝંઝાવાત સમો સીધો પ્રત્યાઘાત એટલે આજનું બીજું વિશ્વયુદ્ધ. એ જ્વાળામુખી સ્વાભાવિક રીતે જ જર્મનીમાંથી ફાટયો. હિટલર નૂતન જર્મનીનો નવસર્જક અને

ભાગ્યવિધાતા છે, પણ એની અને સ્ટેલીન વચ્ચે ૧૯૩૯ ના ઓગસ્ટ માસમાં રશિયા–જર્મનીના કરાર ન થયા હોત તો કદાચ હિટલરે વિશ્વયુદ્ધની શરૂઆત કરવામાં એક કરતાં વધુ વખત વિચાર કર્યો હોત. જર્મનીનો મુખ્ય લશ્કરી સિધ્ધાંત છે કે પોતાની બન્ને તરફના પૂર્વ અને પશ્ચિમના એમ બે મોરચા ઉપર એક સાથે યુધ્ધ ન લડવું. એમ કરતાં જર્મનીનો દાળોવાટો નીકળી જાય. એટલે તો હિટલરે રશિયા સાથે કરાર કરી પહેલાં તો પશ્ચિમ મોરચે સંપૂર્ણ વિજય સંપાદન કરી લીધો અને આજે રશિયા સાથેના ૧૯૩૯ ના ઐતિહાસિક કરારનો ભંગ કરીને પૂર્વ મોરચા ઉપર છેલ્લા છ માસથી લડી રહ્યો છે અને શિયાળાને કારણે એ પીછેહઠ કરી રહ્યો છે. (જાન્યુઆરી ૧૯૪૨.)

સ્ટેલીન નવી સમાજવાદી દુનિયાનો સરમુખત્યાર છે. વિશ્વયુધ્ધનું અંતિમ પરિણામ તો ભાવિના ગર્ભમાં હજી પાકી રહ્યું છે, પણ દુનિયા આજે ફાટી આંખે જોઈ રહી છે કે જ્યાં ફ્રાંસ જેવું મહાન સામ્રાજ્ય અને બેલજીઅમ–હોલેન્ડ જેવાં રાષ્ટ્રો આંખના પલકારામાં વિદ્યુત્વેગી જર્મન આક્રમણો આગળ ધૂળ ચાટતાં થયાં ત્યાં સ્ટેલીનની સરમુખત્યારી નીચે રશિયન પ્રજા અને રશિયાનું લાલ લશ્કર લાખોંડી જર્મન દળોની સામે સજ્જડ બાથ ભીડીને ઉભાં છે. યુદ્ધમાં સ્ટેલીન હિટલરનો સમોવડિયો સાબિત થયો છે.

અનિયંત્રિત સત્તા અને સરમુખત્યારીપણામાં તો બન્ને જાણે વર્ષોથી એક બીજાના પ્રતિસ્પર્ધિ રહ્યા હોય એમ લાગ્યું છે, પણ સ્ટેલીનની સત્તાવિસ્તાર ને રશિયાની વિશાળ જન–સંખ્યા આગળ હિટલર અને તેનું જર્મની વામનરૂપ છે. (ચાલુ યુધ્ધે એ સ્થિતિમાં ઘણા પલટા આવ્યા છે. સમગ્ર યુરોપ અને યુરોપી રશિયાનો ઘણોખરો મુલક હિટલરે જીતી લીધો છે.) સ્ટેલીન વીસ કરોડની પ્રજાનો સ્વામી છે. એમાં દર વરસે ૮૦-૮૦ લાખને હિસાબે જનસંખ્યા વધ્યે જ

જાય છે! અને ધરતી તો અફાટ છે! રશિયા દુનિયાના છઠ્ઠા ભાગની જમીન રોકીને પડયું છે.

મોસ્કોમાં ક્રેમલીન નામના રાજરહસ્યભર્યા બાદશાહી મહાલયો વચ્ચે વસે છે. એ કોઇ એકાદો રાજમહેલ કે સેક્રેટરીએટ નથી, પણ રાજમહેલોનો વિશાળ સમુદાય છે. ઝાર નામે ઓળખાતા આપખુદ શહેનશાહોનું એ સેંકડો વર્ષ નિવાસસ્થાન રહ્યું છે. દરેક ઝારે મહેલો, દેવળો અને વિવિધ મકાનો બંધાવીને એની સંખ્યામાં વધારો કર્યા જ કર્યો હતો. સંગેમરમરથી શોભતા અને હીરા માણેક ને મોતીથી ઝળહળતા મહેલોવાળું ક્રેમલીન ઝારોના અમાપ બળ અને અગાધ સત્તાના પ્રતિબિંબરૂપ રહ્યું હતું. આજે એ કિસાન અને કામદારોની સરમુખત્યારી સત્તાના પ્રતિક સમું છે, પણ સરમુખત્યાર સ્ટેલીન તો ઝારના નોકરો ઓરડાઓ વાપરતા એમાંના સાદા ત્રણ ઓરડાનો ઉપયોગ કરે છે!

આ ક્રેમલીનમાં થોડાં વર્ષો પહેલાં સ્ટેલીન પોતાની મોતને કાંઠે ઉભેલી વૃદ્ધ માતાને કોકેસસના ટીફ્લીસ શહેરમાંથી તેડી લાવ્યો. માતાએ જીવનભરમાં આવું કંઇ જોયું, કે જાણ્યું નહોતું. એને બધું કૌતુકભર્યું, સ્વપ્નસમું લાગ્યું. મહેલો વચ્ચે થોડા દિવસો જાણે મહાદુઃખે એણે ખેંચી કાઢયા. પછી એક દિવસ પુત્ર સ્ટેલીનનાં માથા ઉપર હાથ ફેરવતી ફેરવતી વૃધ્ધ માતા બોલ્યાં: "...... પણ દિકરા, આંહીં તારો ખર્ચ કેમ કરીને કાઢે છે એ તો કંઇ સમજાયું નહિ!" પુત્ર પણ વૃધ્ધ માતાને એ બધું સમજાવી શકયો નહિ. પણ ડોશીમા દીકરાને સાજો તાજો જોઇને એક દિવસ પોતાને વતન ટીફ્લીસમાં ચાલ્યાં ગયાં.

## કિસાન કામદારનો સાચો બેટો

માતાનાં કૌતુકમાં કોઇ આશ્ચર્ય નહોતું. સ્ટેલીન કિસાન-કામદાર કુટુંબનો સાચો બેટો છે. લેનીન, ટ્રોટ્સ્કી વગેરે રશિયાના પ્રતિભાસંપન્ન

ક્રાંતિકારીઓ થઇ ગયા, પણ એમાંના લગભગ સૌ અમીર, શ્રીમંત કે મધ્યમ વર્ગમાંથી આવનારા હતા. સ્ટેલીનનો પિતા અત્યંત ગરીબ ખેડુત હતો. ખેતીના ધંધામાં પુરૂં પેટ ન ભરાતાં સાથોસાથ રસ્તા ઉપર બેસીને ફાટલાતૂટલા જોડાં સાંધવા માંડયું. સ્ટેલીન બાળપણમાં પિતાને એ કામમાં મદદ કરતો હતો. પિતાનુ નામ વિસ્સારીઓન અને માતાનું નામ ઇકટેરીના હતું.

૧૮૭૯ માં ટીફ્લીસ પાસે ગોરી નામના ગામડામાં સ્ટેલીનનો જન્મ થયો. એનું ખરૂં નામ યોસિફ વિસારીઓનો વિચજ્યુગાચવીલી છે. દક્ષિણ રશિયામાં આવેલું ટીફ્લીસ, મશહુર તેલ-પ્રદેશ કોકેસસના જ્યોર્જીઆ પ્રાંતનું મુખ્ય નગર છે.

૧૯મી સદીની અધવચમાં એ આખો પ્રદેશ ઝારોએ જીતી લઇ રશિયાના સામ્રાજ્યમાં જોડી દીધો. જ્યોર્જીઆ પ્રાંત તો પચરંગી પ્રદેશ છે. દુનિયાભરનું સૌંદર્ય અને લાવણ્ય ત્યાંની સ્ત્રીઓમાં જ ભર્યું દેખાય છે. પુરૂષો ભવ્ય શરીરવાળા અને ફક્કડ બાંધાના છે. ઝારોના રાજ્ય-કાળમાં જમીનદારો, જૂનાં દેશી રજવાડાં, પ્રાચીન દેવળોનો ભપકો, અને શાહી ઠાઠમાઠ પરદેશીઓને આંજી નાખતો હતો. પણ તેઓ જુલ્મી અને ઝારના કુહાડાના હાથા જેવા બની ગયા હતા.

સ્ટેલીનને બાળપણમાં સૌ સોસો કહીને બોલાવતા. એ ભારે તોફાની હતો. ગામના રખડુ છોકરાઓની ટોળીનો એ આગેવાન હતો. એ ટોળી રાત્રે ફળો અને બકાલાંની ચોરીઓ કરતી. સોસોની ટોળી બજારમાં નીકળતી ત્યારે ફેરિયા દુકાનદારો સૌ પોતાનો માલ ઢાંકી દેતા. સૌને લૂટાવાનો કે માલ બગડવાનો ભય રહેતો. છોકરાઓની નાનકડી લડાઇઓમાં એક વખતે સોસોએ સાચા દારૂગોળાનો પણ ઉપયોગ કરેલો, પણ ગામ આખું સળગતું બચી ગયેલું. એને સુધારવા પિતા ઘણો માર મારતો પણ સોસો મુઠીઓ ઉગામતો અને દાંત કચ-

કચાવતો સામે થઇ જતો હતો. માતાની પ્રેમભરી શિખામણો પત્થર ઉપર રેડાતા પાણીની જેમ એના ઉપરથી સરી જતી હતી.

## ધર્મગુરૂ બનાવવો હતો !

ખેડૂતોમાં એ કાળે પાદરી કે ધમગુરૂ થવું બહુ માનવંતુ મનાતું. સ્થિતિચુસ્ત પંથ (Orthodox Church) ના ધર્મગુરૂઓ રશિયાની જુદી જુદી પ્રજાઓમાં પોતાના પંથનો એ સમયે ભારે પ્રચાર કરતા હતા. પાદરીઓને સારો પગાર, જમીન વગેરે મળતાં હતાં. રખડુ અને તોફાની સોસોનું ભાવિ સુધારવા અંતિમ ઉપાય તરીકે ટીફ્લીસના એને એક મોટા મઠમાં મૂકયો. માબાપે ચાર અઠવાડિયા પછી મઠની મુલાકાત લીધી. સોસોનાં તોફાની વર્તનને કારણે ધર્મગુરૂનો ઠપકો સાંભળવો પડશે એ ભયે તેમનું હૃદય ધડકતું હતું, પણ પુત્ર સોસોમાં ફેરફાર થયલો જોઇ તેઓ સ્તબ્ધ બન્યાં. તેણે સ્વચ્છ કપડાં પહેર્યાં હતાં. માતપિતા સમક્ષ એ આંખો નીચી ઢાળીને અદબભેર ઉભો હતો. ધર્મગુરૂએ મલકતે મ્હોંએ એક આજ્ઞાંકિત અને તેજસ્વી વિદ્યાર્થીના માતપિતા તરીકે આવકાર આપ્યો. સોસોને હવે યોસિફ નામે બોલાવતા હતા. યોસિફે મઠમાં લગભગ ચાર વર્ષ ગાળ્યાં. સૌ વિદ્યાર્થીઓમાં એ ઉદ્યમી, તેજસ્વી અને શિસ્તબદ્ધ વિદ્યાર્થી ગણાતો હતો. ટીફ્લીસના ભાવિ વડા ધર્મગુરૂ તરીકે એની ઉજ્જવળ કારકીર્દિની આગાહી આપતી અને એના અભ્યાસની સુંદર પ્રગતિની અધ્યાપકોની નોંધો આજે પણ ઐતિહાસિક દસ્તાવેજની જેમ જાળવી રખાઇ છે.

## ક્રાંતિની ચીનગારી

એક દિવસે એ યુવાન પાદરીનાં ભાવુક જીવનમાં ક્રાંતિની ચીનગારી લાગી ! યોસિફ રવિવારની એક સાંજે, દુનિયાના પ્રલોભનો અને મોહમાયાથી મનને અલિપ્ત રાખવા ટીફ્લીસ નગરની બજારોમાં બાઇબલનાં

સુવાકયો રટતો રટતો નીકળ્યો. એક ફળ વેચનાર પાસેથી થોડાં અંજીર લીધાં. ફળ વેચનારે ગ્રાહકને પાણીદાર યુવાન જોઇ એક ખાસ પસ્તીમાં અંજીરો બાંધી આપ્યાં. મીઠાં મધ જેવાં અંજીરો ખાતો ખાતો એ મઠ તરફ ચાલ્યો. અચાનક એની નજર પેલી પસ્તીના ટુકડા ઉપર લખેલા અક્ષરો પર પડી. વાંચતાં એ ચમકયો. એની આંખો ફાટી રહી. એમાં લખ્યું હતું કે:—

"......કયાં સુધી ? હવે કયાં સુધી તમે ખૂની ઝારના જુલ્મો સહી લેવા માગો છો ? જો એક દિવસે તમે ખેડૂતો, કામદારો એમ કહો કે: 'હવે બસ થાય છે !' તો ફાંસિયા ઝારના અમલનો અંત આવી જાય એમ છે."

'રશિયન લોકોના પિતા અને પરમ પવિત્ર મહાન ઝાર માટે આવા શબ્દો !' એમ રોષથી સળગતો યોસિફ આગના ભડકા જેવું એ ફરફરિયું લઇ, મઠપતિને બતાવવા શ્વાસભેર દોડયો. પણ પોતાની ઓરડી ઉપર આવતાં ત્યાં ભજવાતું દૃશ્ય જોઇ એ સ્તબ્ધ બન્યો. ઝારના પોલીસો એનીજ ઓરડી ફેંદી રહ્યા હતા અને ધર્મગુરૂ તેમને કહેતો કે: "મારા યોસિફની ઓરડીમાં એવું રાજદ્રોહી સાહિત્ય હોય જ નહિ ને!" મઠની એ જડતી પહેલી જ હતી. યોસિફે ત્યારપછી પેલું ફરફરિયું વડા ધર્મગુરૂને બતાવ્યા વગર એક વખત વધુ વાંચીને બાળી નાંખ્યું.

## રશિયામાં ક્રાંતિના મંડાણ

દક્ષિણ રશિયામાં એ વખતે સામ્યવાદનો પવન ફુંકાઇ રહ્યો હતો. લેનીન પોતાના બંધુ કાર્યકરોને કહેતો કે: "આપણે રોમાંચક પણ પદ્ધતિ વગરના ત્રાસવાદીઓના માર્ગને અનુસરવાનું નથી. આપણે કાર્લ માર્કસના અનુયાયીઓ છીએ. એ મજૂર અને ખેડૂતોને

પદ્ધતિસર સંગઠિત કરવાનું કહે છે. આપણે તેમને જ તેઓ કેવી ગુલામીમાં સબડી રહ્યા છે એ એમને બતાવવા માગીએ છીએ."

ટીફ્લીસ ક્રાંતિકારી પ્રવૃત્તિનું મુખ્ય ધામ બન્યું હતું. ભરબજારે અને શેરીઓમાં ઝારશાહી સામે બળવાનો પવન ફુંકતી પત્રિકાઓ વહેંચાતી હતી. સરકારી શાળાઓ, દેવળો અને કારખાનામાં સામ્યવાદીઓ ઘુસી ગયા હતા. પોલીસે પણ ધરપકડ અને સજાઓનો સપાટો ચલાવ્યો હતો. યોસિફના મોટા મઠમાં પણ ઉગતા પાદરીઓ સામ્યવાદી રંગે રંગાએ જતા હતા. ધર્મગુરૂઓ તેમના સમક્ષ આદર્શ વિદ્યાર્થી તરીકે યોસિફનું ઉદાહરણ મૂકતા હતા. એ કારણે એ વિદ્યાર્થીઓમાં ઘૃણા અને ધિક્કારને પાત્ર બન્યો હતો. મઠમાં પણ ધરપકડો અને જડતીના બનાવો વધતા જતા હતા. છૂપી ક્રાંતિકારી ચળવળોની છાનેખૂણે ગુસપુસ કરતા વિદ્યાર્થીઓ યોસિફને જોઇ ચૂપ બની જતા. યોસિફની નજર બહાર આ રહ્યું નહિ. પેલા અખબારના ટુકડાના શબ્દો તો તેના કાનમાં ગુંજ્યા કરતા હતા.

એક દિવસે એ એકાંત ખૂણામાં મસલત ચલાવતી વિદ્યાર્થીઓની ટોળી પાસે ગયો અને સીધી જ વાત કરીઃ "તમારે મારાથી ડરવાનું કોઇ કારણ નથી. હમણા વિદ્યાર્થીઓની જે ધરપકડ થઇ તેનાં કારણો મારે જાણવા છે." બસ, ત્યારથી ક્રાંતિકારી વિદ્યાર્થીઓની મસલતોમાં એ હાજર રહેવા લાગ્યો. ધીમે ધીમે છૂપી પ્રવૃત્તિઓમાં પણ ભાગ લેતો થયો. બાળપણનો તોફાની સ્વભાવ અને જુસ્સો પાછો એનામાં ઉછળવા લાગ્યો. ધર્મનાં પોથાં અને આદર્શ બનાવવા ધારેલા સંત-મહંતોની વાતો અને જીવનચરિત્રો અભરાઇએ ચડાવ્યાં. રાત્રે છૂપી રીતે, દીવાનાં ઝાંખાં અજવાળે ક્રાંતિકારી સાહિત્યનો એકનિષ્ઠાથી અભ્યાસ કરવા માંડયો.

મઠના અધ્યાપકોથી યોસિફમાં આવતો પલટો દેખાયા સિવાય ન રહ્યો. મઠની શિસ્ત સખ્ત બની. ત્યાંના જીવન વિષે સ્ટેલીને એક વખત

પાછળથી કહેલું કેઃ "અમારૂં વારંવાર સ્વમાન હણાતું હતું. અમારામાં પણ કેટલાક દ્રોહીઓ બન્યા હતા. અમે જ્યારે જમવા જતા ત્યારે અમારા અધ્યાપકો અમારા કબાટો તપાસતા હતા."

## મઠમાંથી બરતરફ

ઇસુ ખ્રિસ્તનું ૧૮૯૭ નું વર્ષ આવ્યું. યોસિફની અઢાર વર્ષની ભરજુવાન વય અને અભ્યાસનું પણ એ છેલ્લું અને ચોથું વર્ષ હતું. આ એના જીવનમાં પરિવર્તનકારી બન્યું. રાજકીય પ્રવૃત્તિઓને કારણે મઠમાંથી એ બરતરફ થયો. માતપિતા પાસે એ જઇ શકે એમ હતું નહિ. એમણે તો તેની સુધરવાની આશા માંડી વાળેલી. ખિસ્સામાં એક પણ રાતી પાઇ ન હતી. જીવનના રાજમાર્ગેથી એ ક્રાંતિકારી હિલચાલને અરણ્ય-માર્ગે ચઢી ચૂકયો હતો. પણ એ ત્યાંથી પાછો ફરવા માગતો ન હતો. ટીફ્લીસના ક્રાંતિકારી સામ્યવાદી પક્ષનો એ સભ્ય બન્યો. જે સ્થળે એ પક્ષની સભા ભરાતી અને જ્યાં એ સભ્ય બન્યો એ એડેમી રેસ્ટોરાં આજે ટીફ્લીસનું ઐતિહાસિક સ્થળ ગણાય છે. ટીફ્લીસના કામદારોને સ્ટેલીન પોતાના પ્રથમ ગુરૂઓ માને છે. સરમુખત્યાર થયા પછી ૧૯૨૭માં ત્યાંની મુલાકાત વખતે આપેલા ભાષણમાં તેણે કામદારોનો પોતાને ત્રીસ વર્ષ પહેલાં શિષ્ય તરીકે સ્વીકારવા બદલ જાહેર આભાર માન્યો હતો.

ટીફ્લીસના જુના અને કસાયેલા ક્રાંતિકારીઓ આગળ યોસિફ હજી બાળક હતો. એ વખતે લેનીન દૂર રહ્યો રહ્યો પોતાના બંધુ કાર્યકરોને સૂચનાઓ પાઠવતો કેઃ "આપણે ક્રાંતિ માટે એવાં માણસો તૈયાર કરવા જોઇએ કે તેઓ એ કાર્યને માટે પોતાનો સાંજનો ફુરસદનો સમય નહિ, પણ સમગ્ર જીવન સમર્પણ કરે."

યોસિફના મક્કમ નિશ્ચય બળે અને અદમ્ય ઉત્સાહે ટીફ્લીસના જૂના અને કસાયેલા સામ્યવાદીઓને દેખાડી આપ્યું કે એ આજન્મ

ક્રાંતિકારી છે ! તેમના અનુભવ આગળ યોસિફ જો કે બાળક હતો પણ અભ્યાસને કારણે ક્રાંતિકારી સાહિત્ય અને સમાજવાદી સિદ્ધાંતોમાં તેમના કરતાં વધુ પારંગત બન્યો હતો. એ કામદાર કિસાનનો પુત્ર હતો. કોકેસસ પ્રાંતનો વતની અને મઠમાં ચાર ચાર વર્ષ ભણ્યો હોઇ એ ત્યાંની ભાષાઓ અને બોલીઓનો જાણકાર હતો. આમ જનતાનો સીધો સંપર્ક એ સહેલાઇથી સાધી શકતો. મઠમાં ચાર ચાર વર્ષ રહ્યો હોવાથી પાદરી અને સાધુ વગેરે વેશે એ ખેડૂતોમાં પ્રચારાર્થે ઘુસી શકતો અને પોલીસની તપાસ વખતે પાદરીઓના ગુપ્ત વેશે મઠોમાં છુપાઇ જઇ થાપ આપતો હતો.

## પ્રથમ કાર્યક્ષેત્ર ટીફ્લીસ

ટીફ્લીસ એનું પ્રથમ કાર્યક્ષેત્ર. ત્યાં યોસિફે 'કાળા બઝાર' નામે ઓળખાતા ધરખમ વ્યાપારી બજારના વીસ હજાર મજુર ગુમાસ્તાઓની સૌથી પહેલી હડતાલ પડાવી. ગુમાસ્તાઓનો પ્રેમ અને વિશ્વાસ સંપાદન કરવા તેમની કાળી મજુરીનો તેણે સ્વાનુભવ લીધો. મજુરોનો સંપૂર્ણ વિજય થયો. એ હડતાલે યોસિફમાં રહેલી ભારે સંગઠન અને વ્યવસ્થા શક્તિનો સૌને પ્રથમ પરિચય કરાવ્યો. પણ એ ટીફ્લીસમાં ન રહી શક્યો. પોલીસે પ્રથમ હડતાલ તરફ દુર્લક્ષ કર્યું, પણ એની ગંભીરતા અને વ્યાપકતા જોઇ એ ચમકી ઉઠી. એને માટે તત્કાળ ધરપકડનું વોરંટ છૂટ્યું. વોરંટે એને ક્રાંતિકારી પક્ષનો સાચો સભ્ય બનાવ્યો.

ટીફ્લીસથી એ બાટુમ અને પછી બાકુ આવ્યો. કોકેસસના વ્યાપાર ઉદ્યોગના બન્ને ધીકતાં મથકો છે, લંડન, પારિસ, બર્લીન અને દૂર પૂર્વના શહેરો વચ્ચેના વ્યાપારની તેઓ એ સમયે સાંકળરૂપ હતાં. બાકુમાં મેળવેલા અનુભવોએ યોસિફના જીવન વિકાસમાં મહત્ત્વનો ભાગ ભજવ્યો છે.

બાકુમાં રશિયન, તુર્ક, આર્મીનીઅન, ઇરાની અને જ્યોર્જીઅન, વગેરે ઘણી પ્રજાઓ વસે છે. ક્રાંતિ પહેલાંનો બાકુનો ઉદ્યોગવિકાસ પણ મુખ્યત્વે પરદેશીઓને આભારી હતો. યુરોપીઅન શાહીવાદ અને મુડીવાદનું એ એક નમુનેદાર શોષણસ્થાન બન્યું હતું. એક તરફ યુરોપી ઔદ્યોગિક કુશળતા અને બીજી તરફ એશિયાઈ પ્રજાનું અજ્ઞાન અને આળસ, એક તરફ કરોડપતિ યુરોપીઅનોના વિલાસવૈભવ અને બીજી તરફ એશિયાઇ પ્રજાની અકથ્ય દરિદ્રતાનો શંભુમેળો ત્યાં જામ્યો હતો. આમ લેનીન શાહીવાદ–મુડીવાદના સ્વરૂપની સૈદ્ધાંતિક ચર્ચા કરતો હતો. તેના વ્યવહાર સ્વરૂપનું હુબહુ દર્શન સ્ટેલીનને બાકુમાં થયું. ઉપરાંત મજૂર અને રાષ્ટ્રીયતાના પ્રશ્નનું મહત્વ પણ યોસિફને બાકુમાં સમજાયું. એનો એ ઉંડો અભ્યાસી બન્યો. આ ઉપરાંત કાર્લમાર્કસનું અને એની સૈદ્ધાંતિક દૃષ્ટિએ લખાયેલું તમામ સાહિત્ય અને દસ્તાવેજો એ વાંચી ગયો. એના પ્રશ્ન ઉપર એ પ્રમાણભૂત ગણાવા લાગ્યો. ૧૯૧૨ માં 'સમાજવાદ અને રાષ્ટ્રવાદનો પ્રશ્ન' (Socialism and the National Question) એ નામનું પુસ્તક પણ પ્રસિધ્ધ કર્યું છે.

## પહેલી હદપારી

ટીફ્લીસ કરતાં બાકુનું કાર્ય વધુ જોખમ અને જવાબદારીભર્યું હતું, ત્યારે લેનીન લંડનમાંથી 'ઇસ્ક્રા' (તણખા) નામની પત્રિકાઓ પ્રસિધ્ધ કરીને જુદી જુદી યુરોપીઅન સ્ટીમરો દ્વારા કોકેસસમાં મોકલતો. કોઇ વખતે પત્રિકાઓ છાપવા માટે જુદા જુદા સેંકડો પારસલો દ્વારા આખા ને આખા પ્રેસ વગેરે મશીનો પણ આવતાં હતાં. આ બધાંને ઝારની પોલીસના કડક અને જાગતા ચોકાપહેરામાંથી કિનારે ઉતારવાં એ સહેલું નહોતું. ક્રાંતિકારીઓ સામાન્ય રીતે પાણી પણ ન પેસે એવાં પારસલો બાંધી દરિયામાં ફેંકી દેતા હતા. એને ભેગાં કરી કિનારે લાવવાને યોસિફ માછીમાર બન્યો. દિવસે માછલાં મારતો અને

રાત્રે કે તક મળે ત્યારે પારસલો ભેગાં કરી બાકુમાં પહોંચાડતો. ધીમે ધીમે એક ઉજ્જડ કબ્રસ્તાનમાં તેણે આખું છાપખાનું ઉભું કર્યું, પણ ચાલાક પોલીસે એનો બરાબર પીછો પકડયો હતો. પત્રિકા છાપતાં જ બધાં સાહિત્ય સહિત એ પકડાયો. ૧૯૦૨ ની એ સાલ હતી. અઢાર મહિના યોસિફ કાચી જેલમાં સબડયો. પછી ત્રણ વર્ષની સાઇબીરિયામાં હદ-પારીની એને સજા થઇ. એને માટે એ ગૌરવ અને પરમ આનંદનો બનાવ હતો. એને લાગ્યું કે હવે પોતે સાચો ક્રાંતિકારી બન્યો છે.

યોસિફે લેનીનની આગેવાની સ્વીકારી હતી. લેનીનનું વ્યકિતત્વ એને અદ્‌ભૂત અને રોમાંચક લાગતું હતું. છતાં અત્યાર સુધી એ એના પ્રત્યક્ષ કે પરોક્ષ સંપર્કમાં આવ્યો ન હતો, પણ સાઇબીરિયામાં એને લેનીનનો એક પત્ર મળ્યો. સ્ટેલીને એને પોતાના જીવનનો અતિ અગત્યનો પ્રસંગ માન્યો છે. પોલીસના ભયે એ કાગળ ફાડી નાખવા બદલ એને પશ્ચાતાપ થયો છે. બન્ને વચ્ચે પત્રવ્યવહાર શરૂ થવાથી એ એક નેતા મનાવા લાગ્યો. અઢાર મહિના પછી સાઇબીરિયામાંથી એ ભાગ્યો.

આ વખતે બોલ્શેવિક અને મેન્શેવિક નામનાં બે તડાં સામ્યવાદી પક્ષમાં પડયાં. રશિયન ભાષામાં અનુક્રમે બન્ને શબ્દોનો અર્થ 'બહુમતિ અને લઘુમતિ' એટલો જ થાય છે. લેનીન બોલ્શેવિક પક્ષમાં હતો. યોસિફે પણ લેનીનનો માર્ગ અનુસર્યો. ૧૯૦૫ માં એ પક્ષના પ્રતિનિધિ બનીને ફીન્લેન્ડના ટેમરફોર્સ શહેરમાં મળેલી સામ્યવાદી પરિષદની બેઠકમાં ગયો. પરિષદમાં તેણે લેનીનની ભવ્ય મૂર્તિ અને દબદબાભર્યું આગમન જોવાની કલ્પના બાંધેલી. બેઠકના સમય પહેલાં ઘણો વહેલો એ આવ્યો. ત્યાં એણે એક ખૂણામાં મંત્રણા અને ચર્ચા ચલાવતા ચારપાંચ આગેવાનોને જોયા. તેમાં લેનીનને પણ ઓળખ્યો. એને તો એક નાનકડી, કોઇ સામાન્ય વ્યાપારી પેઢીના હલકા પગારવાળા

કેન્વાસર જેવી વ્યક્તિ લાગી. માથે ટાલ પડી ગઇ હતી. દેખાવ અને વર્તાવમાં વિનમ્ર લાગતો હતો.

## ૧૯૦૫ ની પ્રથમ ક્રાંતિ

એ જ વર્ષમાં ૧૯૦૫ નું રશિયા-જાપાન વચ્ચેનું યુદ્ધ ફાટયું. એમાં રશિયા હાર્યું. જાપાનનો વિજય થયો. જાપાનના વિજયથી એશિયાઇ રાષ્ટ્રોમાં જાગૃતિનાં પ્રચંડ પૂર ફરી વળ્યા. જાપાન ત્યારથી વિશ્વનું એક મહાબળવાન રાષ્ટ્ર ગણાવા લાગ્યું. રશિયન પ્રજામાં પણ જાણે ક્રાંતિની ગેબી હાકલ પડી. સમગ્ર રશિયામાં હડતાલ અને બળવા ફાટી નીકળ્યાં. ઝારશાહીએ અગ્નિનો વરસાદ અને લોહીની નદીઓ વહેવરાવી. સેંકડો ક્રાંતિકારીઓ સાઇબીરિયામાં દેશનિકાલ થયાં. હજારોથી રશિયાના કારાગારો ઉભારાવાં લાગ્યાં. સંખ્યાબંધ માણસોને દેહાંતદંડની શિક્ષા થઇ. હજારો પરદેશ ભાગ્યા. લેનીન જેવા પુસ્તકાલયોમાં ભરાઇ બેઠા. ક્રાંતિ દબાઇ ગઇ.

પણ દક્ષિણ રશિયામાં એટલે કોકેસસમાં, ૧૯૦૫ ની ક્રાંતિની આગ ૧૯૦૭ સુધી ભડભડ બળતી રહી. ત્યાંની આગેવાની યોસિફને સુપ્રત થઇ હતી. સ્ટેલીન એ વિષે પોતાના સંસ્મરણોમાં કહે છે: "૧૯૦૫ થી ૧૯૦૭ માં મને બાકુ મોકલવામાં આવ્યો. આહીં બે વરસ મેં કામ કર્યું. આહીં જ ક્રાંતિની યુદ્ધપદ્ધતિઓ શિખ્યો. કિસાન-કામદારોના જન-સમુદાયને દોરવો એટલે શું એની ઝાંખી તેમની વચ્ચે રહીને જ કરી શકયો. ત્યારથી હું ક્રાંતિકારી કાર્યકર તરીકે મારી જાતને ઓળખાવા શક્તિમાન થયો." એ શક્તિમાન થયો એટલું જ નહિ, એની ભયાનક શકિત અને કાર્યક્ષમતાનું પણ એના બંધુ કાર્યકરોને બરાબર ભાન થયું. તેણે તો આજના રશિયાના અમેરિકા ખાતેના એલચી અને એક વખતના રશિયાના પરદેશ મંત્રી લીટીવીનોફને યુરોપમાં મોકલીને યાંત્રિક તોપો, રાઇફલો અને દારૂગોળાનું એક જહાજ કોકેસસમાં ઉતાર્યું હતું.

## બેંકો ઉપર ધાડા પાડી

ક્રાંતિના પરાજયના પ્રત્યાઘાત સામ્યવાદીઓ ઉપર પણ ભયંકર થયા. કેટલાકે ક્રાંતિમાંથી શ્રદ્ધા ખોઇ. કેટલાક હતાશ બની બંધારણીય પ્રવૃત્તિઓ તરફ ઢળ્યા. ટ્રોટ્સ્કી મેન્શેવિક પક્ષમાં હતો અને એ પણ લેનીન અને બોલ્શેવિક પક્ષ વિરૂદ્ધ યુરોપના અને રશિયાના સમાજવાદીઓનું જબ્બર બળ ઉભું કરી રહ્યો હતો. ત્યારે સ્ટેલીન, મોલોટોવ વગેરે લેનીનને શ્રદ્ધાપૂર્વક વળગી રહ્યા, અને આખા પક્ષને ટકાવી રાખ્યો. હવે તેમણે જુની ત્રાસવાદી નીતિ અખત્યાર કરી. શહેરોમાં ફરી બોંબો ફાટવા લાગ્યા. ગવર્નરો, પ્રધાનો અને પોલીસ અધિકારીઓના ખૂનો થવા લાગ્યાં. યોસિફ આ બધાં કાવતરાં પાછળ હતો. વિશેષમાં પોતાને શિરે તેણે નવી જ જવાબદારી ઉપાડી હતી. ક્રાંતિકારી હિલચાલ અને કાવતરાં પાછળ લાખો રૂબલનું (રશિયાનો ચલણી સિક્કો) ખર્ચ થતું. એ મેળવવા પોતે સરકારી તિજોરીઓ અને બેંકો લૂંટવા માંડી. ટીફ્લીસની એક જ લૂંટમાં તેણે લગભગ સાડાત્રણ લાખ રૂબલ મેળવ્યા હતા, પણ પોલીસ તેને પકડી શક્તી નહોતી. યોસિફે સોસોને બદલે ડેવીડ, કોબા, નીઝેરાડઝે વગેરે જુદાં જુદાં નામો ધારણ કર્યાં હતાં. પોલીસને ભુલથાપ ખવરાવવાને મૂછો, દાઢી અને પહેરવેશ બદલાવીને પોતાના દેખાવમાં એ આશ્ચર્યકારક ને ઝડપી ફેરફારો કરી શકતો હતો. કોઇ વખતે સાધુ કે પાદરી બનીને મઠ કે દેવળમાં છૂપાઇ જતો. એક વખત એ કોઇ શ્રીમંતને ત્યાં ઝાડુવાળા તરીકે નોકર પણ રહી ગયો હતો. એનાં જૂનાં નામ અને ચહેરાનાં વર્ણન ઉપર તો ધરપકડના વોરંટો ચારે તરફ ફરતાં હતાં. એને માટે ૧૯૦૮ થી ૧૯૧૨ ના વર્ષો ધરપકડ અને નાસભાગના હતા. ૧૯૦૮ માં એ નીઝેરાડ્ઝેના નામ હેઠળ પકડાયો. પોલીસ જાણતી હતી કે એ બનાવટી નામ ધારણ કરેલ છે પણ એની પાસે કોઇ પુરાવા ન હોઇ પ્રથમ ગુન્હેગાર ગણી તેને ત્રણ વર્ષની

સજા કરાવી. મોસ્કોની ઉત્તરે આવેલ વોલોગડાની જેલમાં તેને રાખવામાં આવ્યો. થોડા વખતમાં ત્યાંથી એ ભાગ્યો અને ચીઝીકોવ નામ ધારણ કરી રશિયાની એ વખતની રાજધાની સેંટ પીટસબર્ગ અને આજના લેનીનગ્રેડમાં રહેવા લાગ્યો. થોડા સમયમાં પાછો બાટુમ આવ્યો. એના પુનરાગમનની સાથે ક્રાંતિકારી હિલચાલે જોર પકડ્યું. ત્યાં એ પકડાયો. તેને ૭ વરસની સજા થઈ. સોલવીચ ડોગના કેદખાનામાં રાખ્યો. ત્યાંથી પણ એ નાસી છૂટી સેંટપીટસબર્ગ આવ્યો. પોલીસે તરત જ એની ધરપકડ કરી, પણ તરત જ એ ભાગ્યો.

## ‘પ્રવદા’નો પહેલો તંત્રી

સ્ટેલીનના નામની આસપાસ રોમાંચ અને સાહસનો ઇતિહાસ વણાવા લાગ્યો. એનું વ્યક્તિત્વ રોમાંચક મનાવા લાગ્યું. સામ્યવાદી પક્ષનો એ સ્તંભ બન્યો. લેનીનની સૂચનાથી તેને મધ્યસ્થ કારોબારી સમિતિમાં લેવામાં આવ્યો. ૧૯૧૨ માં તેણે પ્રેગની સામ્યવાદી પરિષદમાં ભાગ લીધો. અત્યાર સુધી તેણે કરેલાં કાર્યો જોતાં મધ્યસ્થ કારોબારીના અન્ય સભ્યોની જેમ તેને પણ રશિયા બહાર રહ્યાનો અને આરામ ભોગવવાનો હક્ક હતો. આવશ્યકતા પણ હતી. સૌ સભ્યો અંગ્રેજી, જર્મન કે ફ્રેંચ જેવી એકાદ, બે ભાષાઓ જાણતા હતા. પરદેશ અને પરદેશી રાજકારણનો તેમણે ઊંડો અભ્યાસ અને અનુભવ પ્રાપ્ત કર્યો હતો. સ્ટેલીન એ સર્વથી અજ્ઞાત હતો, પણ દક્ષિણ રશિયાની બધી ભાષા અને બોલીઓ સૌથી વિશેષ જાણતો હતો. પણ સ્ટેલીન આરામ ને અભ્યાસ માટે બહાર રહ્યો નહિ. નવું ઇવાનોવિચ નામ ધારણ કરી એ સેંટ પીટસબર્ગ આવ્યો. હવે એને પ્રથમ કાયદાની મર્યાદામાં રહી ‘પ્રવદા’ (સત્ય) નામનું સામ્યવાદી પક્ષના મુખપત્રસમું અખબાર કાઢવાની જવાબદારી ઉપાડી હતી. એના તંત્રી તરીકે પોતે પ્રથમ ‘સ્ટેલીન’ નામ ધારણ કર્યું. એનો

અર્થ 'પોલાદી' થાય છે. એની અટક જુગાચવીલીનો અર્થ પણ જ્યોર્જીયન ભાષામાં 'પોલાદી' થાય છે. લેનીન તો એને જોઇને હંમેશા "આ તો લોખંડી માણસ છે." એમ કહેતો હતો. એવામાં ૧૯૧૨ ના એપ્રિલમાં એની ધરપકડ થઇ. પોલીસે એને પ્રથમ ગુન્હેગાર માની ત્રણ વરસની સજા કરાવી. પણ એ સપ્ટેંબરમાં ભાગીને ક્રેકો આવ્યો. લેનીન નવી સૂચનાઓ લઇને પાછો સેંટ પીટર્સબર્ગ આવ્યો.

## પાર્લામેન્ટરી પ્રવૃત્તિનો વડો

સ્ટેલીનને હવે ધાડ કે હડતાલો પડાવવાના કે છૂપી કાવતરાંખોર પ્રવૃત્તિઓ નહિ પણ મુસદ્દીગીરી અને રાજકીય કાર્યો કરવાના હતાં. ઝારે બંધારણીય સુધારામાં પ્રજાને આપેલી દુમા એટલે કે ધારાસભાનો પ્રચારાર્થે લાભ લેવા સામ્યવાદીપક્ષ પણ તેમાં પોતાના ઉમેદવારો મોકલવા માગતો હતો. લેનીને સ્ટેલીનને પાર્લામેન્ટરી પ્રવૃત્તિનો વડો બનાવ્યો. દુમામાં પક્ષના ૧૬ સભ્યો ચૂંટાઇ આવ્યા.

૧૯૧૪ ના મહાયુદ્ધ પહેલાંના આ વર્ષો સામ્યવાદી પક્ષની દૃષ્ટિએ ભારે મહત્ત્વના હતાં. મજુર પક્ષની ૧૯૦૫ ની ક્રાંતિના પરાજયના ઘાની કળ વળવા માંડી હતી. રશિયાનો ઉદ્યોગવિકાસ ઝડપભેર થઇ રહ્યો હતો. મજુરોનું સંખ્યાબળ વધી ગયું હતું. ઉદ્દામ મજુર-મહાજનોની ચળવળે જોર પકડ્યું હતું. દુમાની અંદરના સામ્યવાદી પક્ષના સભ્યોની પ્રવૃત્તિ અને મુખપત્ર 'પ્રવદા' જોરદાર પ્રચારથી, સામ્યવાદીઓ મજુરોમાં પોતાની લાગવગ અને પ્રભાવ વધારી રહ્યાં હતાં. દુમાના સામ્યવાદી પક્ષના સભ્યો અને પાર્લામેન્ટરી-પ્રવૃત્તિના અગ્રેસર તરીકે સ્ટેલીને વધુ નિશ્ચિંતપણે અને સ્વતંત્રતાથી પ્રચારાર્થે પ્રાંતેપ્રાંતનો પ્રવાસ કર્યો. પોલીસ દુમાની પરવાનગી મેળવ્યા પહેલાં દુમાના સભ્યોની જડતી, ધરપકડ કે તેમની પ્રવૃત્તિમાં કોઇ પણ પ્રકારની રૂકાવટ કરી શકે એમ નહોતી. લેનીનની ગેરહાજરીમાં રશિયામાં ક્રાંતિપક્ષનો નેતા

સ્ટેલીન હતો. લેનીનને એ પ્રગતિના આશા અને ઉત્સાહભર્યા અહેવાલો મોકલ્યે જતો હતો. એવામાં પોલીસે જમ્બર ધડાકો કર્યો.

## સાઇબીરિયાને પેલે પાર

સ્ટેલીનની ધરપકડ થઇ. પકડાતાં પહેલાં પોલીસ સમક્ષ જબરજસ્ત વિરોધ કર્યો. પણ પોલીસના હાથમાંના એ કાગળીઆ વાંચી એ ચમકયો. પોલીસ તો હસતી જ હતી. કાગળીઆમાં આજ સુધી સ્ટેલીને જુદાં જુદાં નામે ચલાવેલી પ્રવૃત્તિઓ, એની ધરપકડો અને નાસભાગનો ક્રમવાર–વિગતપૂર્ણ ઇતિહાસ હતો. એની સામે વિશ્વાસઘાત રમાયો હતો, કારણ કે મેલીનોવસ્કી નામના દુમાના સામ્યવાદી પક્ષના સભ્ય સિવાય એના પૂર્વ જીવન અને કારકીર્દિનો સળંગ ઇતિહાસ અન્ય કોઇ જાણતું ન હોતું. એ લેનીનનો અતિ વિશ્વાસુ માણસ હતો. એની શક્તિમાં પણ એને ખૂબ શ્રદ્ધા હતી. સ્ટેલીનને એના માટે ખાસ ભલામણ કરવામાં આવી હોઇ મેલીનોવસ્કીને તેણે પોતાની સાથે જ રાખ્યો હતો.

પણ એ તો ઝારની છૂપી પોલીસનો ખાંધિયો નીવડયો. પોતાના બુદ્ધિચાતુર્ય, વકતૃત્વશકિત અને હિંમત વડે એ સુંદર બેવડો પાઠ ભજવતો હતો. પોલીસની મંજુરી સિવાય એ એક પણ કાર્ય કરતો ન હતો. અને પોલીસ પોતાની જાળ તો એવી રીતે બીછાવવા માગતી હતી કે મેલીનોવસ્કી પોતે જ એક દિવસ ખૂદ લેનીનને સ્થાને ક્રાંતિકારી પક્ષનો નેતા બને. એ અસંભવિત પણ નહોતું. સ્ટેલીનની ધરપકડ પછી લેનીનની હદપારીને કારણે ૧૯૧૭ ની ક્રાંતિ સુધી સામ્યવાદી પક્ષનો મુખ્ય આગેવાન એ હતો. એની કારોબારી સમિતિનો પણ એ સભ્ય હતો. અને ક્રાંતિ પછી અકસ્માત ઝારની છૂપી પોલીસનાં દફતરોમાંથી મેલીનોવસ્કીનો ગુપ્ત ઇતિહાસ પકડાયો ન હોત તો આજે લેનીન, ટ્રોટ્સ્કી અને સ્ટેલીનની સાથે ચોથું નામ મેલીનોવસ્કીનું પણ

ઇતિહાસને પાને અંકાયું હોત. પણ એનો ઇતિહાસ ખુલ્લો પડતાં જ એ કાયમ માટે અલોપ થઇ ગયો.

હવે સ્ટેલીન તરફ વળીએ. પાંચ પાંચ જેલ અને સાઇબીરિયામાંથી છટકેલા સ્ટેલીનને પોલીસે ભયંકરમાં ભયંકર ગુન્હેગાર ગણી દૂર દૂરના આર્કટીક સમુદ્ર—હીમસાગરને કિનારે આવેલા ચાર પાંચ ઘરની વસ્તીવાળા એક ગામમાં દેશનિકાલ કરાવ્યો.

ઘોર શાંતિ, મૃત્યુ સમી શીતળતા અને બરફનું ચોતરફ સામ્રાજ્ય ત્યાં જામેલું રહે છે. જીવનનો એક માત્ર આધાર શિકાર હતો. સ્ટેલીને ત્યાંથી નાસી છૂટવાની આશા લગભગ છોડી દીધી.

## ૧૯૧૪ નું મહાયુદ્ધ અને મુક્તિ

એવામાં ૧૯૧૪-૧૮ નું વિશ્વયુદ્ધ ફાટયું. થોડા મહિનામાં સ્ટેલીનને એના સમાચાર પહોંચતાંજ મુકિતની આશાનો એનામાં સંચાર થયો. એની તર્કબુદ્ધિએ રાજકીય અનુમાનો દોરવા માંડયાં. રશિયા જીતશે તો પણ શસ્ત્રસજ્જ બનેલા અને મોરચા ઉપર જઇ આવેલા કિસાન કામદારો રોટીને માટે ઝારને પોતાનો સાચો દુશ્મન ગણી ક્રાંતિ કરશે અને રશિયા હારશે તો પણ ક્રાંતિ થશે. અને ક્રાંતિ થશે એટલે સૌ કેદીઓની મુક્તિ થશે.

થયું પણ તેમજ. મહાયુધ્ધ સમાપ્ત થતાં પહેલાંજ ૧૯૧૭ ના ફેબ્રુઆરીમાં રશિયાભરમાં બળવો ફાટી નીકળ્યો. માર્ચ માસમાં ઝારે ગાદી છોડી. નવી પ્રજાસત્તાક સરકારે બધા રાજદ્વારી કેદીઓને મુક્તિ આપી.

સ્ટેલીન પણ છૂટયો. એ સેંટ પીટસબર્ગ આવીને 'પ્રવદા' પત્રના તંત્રીની ખુરશી ઉપર ચૂપચાપ બેસી ગયો. પોતાનું જૂનું સ્થાન સંભાળી લીધું. ચાર ચાર વર્ષ ઉત્તર ધ્રુવના બરફ વચ્ચે રહીને એની સ્ફુર્તિ હણાઇ ગઇ હતી. એ બહુ શાંત અને ગંભીર પુરૂષ બની ગયો હતો.

ફેબ્રુઆરીની ક્રાંતિ એ સામ્યવાદી ક્રાંતિ નહોતી. ઝારના ગાદી ત્યાગ પછી પહેલું પ્રધાનમંડળ પ્રીન્સ લ્વોબનું સત્તા ઉપર આવ્યું. અમીર, મધ્યમ અને મુડીવાદી વર્ગોના પ્રતિનિધિસમું એ હતું. તેમની ઉમેદ બ્રિટન, અમેરિકા અને ફ્રાંસના ધોરણે રશિયામાં લોકશાસન ઉભું કરવાની હતી. પણ દરિયાએ માઝા મુકી હોય એમ ક્રાંતિનો જુવાળ તો દિવસે દિવસે ચડતો જતો હતો. એમાં લ્વોબનું વડું પ્રધાન પદ સાફ થઈ ગયું. એને સ્થાને કેરેન્સ્કી નામનો વધુ ઉદ્દામવાદી નવજુવાન વકીલ સત્તારૂઢ બન્યો. એણે જાહેર કર્યું, "હું રશિયાને યુરોપનું સૌથી વધુ સ્વતંત્ર રાષ્ટ્ર બનાવવા માગું છું"

હજી ક્રાંતિકારીઓનો–ક્રાંતિનો સાચો આગેવાન લેનીન રશિયાની બહાર સ્વીટ્ઝર્લાન્ડ ૧૯૦૫ પછી જઈ રહ્યો હતો. ક્રાંતિના સૂત્રો એના હાથમાં હતાં. એ માગતો હતો: "યુદ્ધ બંધ કરો, કિસાનોને જમીન આપો ને કામદારોને રોટી આપો." આ માગણીઓનો કીસાન–કામદારોની પંચાયતો (Soviets) ના અમલ સિવાય સ્વીકાર થવો અશકય હતો.

લેનીન રશિયા પહોંચવા અધીરો બન્યો. એનું જીવન સ્વપ્ન મૂર્તિમંત બનતું બનતું અદૃશ્ય થતું દેખાવા લાગ્યું. ક્રાંતિના નામે શ્રીમંતો અને અમીરો પોતાની સત્તા સુદૃઢ કરતા દેખાયા. પણ રશિયા પહોંચવું કઈ રીતે? રશિયાની સરહદો ઉપર એક તરફ જર્મની અને બીજી તરફ બ્રિટન અને તેના મિત્ર રાષ્ટ્રોના સૈન્યો પથરાયાં હતાં. લેનીને બન્ને સરકારો તરફ દૃષ્ટિ ફેંકી. કેરેન્સ્કીની સરકાર યુદ્ધ ચાલુ રાખવાનું વચન આપીને બેઠી હોઈ, બ્રિટન અતિ ઉદ્દામ ક્રાંતિકારીઓને રશિયન સરહદ સુધી પહોંચવા પરવાનગી આપવા ઇચ્છતું નહોતું. જર્મનીએ પણ આશા રાખેલી કે રશિયામાં ક્રાંતિ થતાં જ સુલેહની માંગણી થશે એની એ ધારણા જુઠ્ઠી પડતાં જર્મન સરકારે લેનીન અને તેના સાથીદારોને રશિયન સરહદ સુધી પહોંચાડવાની માનભરી

વ્યવસ્થા કરી આપી. જર્મન સેનાધિપતિ લુડેનડોર્ફ તેમને મજાકમાં "જીવતો દારૂગોળો" કહેતો. એ વખતે જર્મની ક્રાંતિકારી રશિયા પાસે સુલેહ કરાવી પોતાનું બળ પશ્ચિમમાં બ્રિટન, ફ્રાંસ અને અમેરિકાનાં સૈન્યો સામે અફળાવવા માગતું હતું.

## લેનીનનું આગમન

એપ્રિલમાં લેનીન સેંટ પીટર્સબર્ગ આવી પહોંચ્યો. સ્ટેલીને સ્ટેશન ઉપર એનું ભવ્ય સ્વાગત કર્યું. પોતાના લાડીલા નેતાને નિહાળવા માનવસમુદાય ઉમટયો હતો. એના આગમનની સાથે જ ક્રાંતિનો હુતાશન ફરી પ્રજ્જવલી ઉઠયો. 'પ્રવદા' ના અગ્રલેખમાં લેનીને પહેલા જ શબ્દો લખ્યા: "કેરેન્સ્કી યુદ્ધ ચાલુ રાખીને રશિયાના કિસાન–કિસાન કામદારોને રહેસાવી રહ્યો છે. અમે ક્રાંતિની ફરી હાકલ કરીએ છીએ. અત્યાર સુધીની ક્રાંતિ એ આપણી ક્રાંતિ જ નથી. આપણા સાચા શત્રુઓ સરહદ બહાર નથી પણ દેશમાંજ છે. યુદ્ધ લડવું પડશે તો આપણે આંતરિક દુશ્મનો સાથે અવશ્ય લડી રહેશું."

ક્રાંતિની શરૂઆતના ફેબ્રુઆરી માસમાં બોલ્શેવિકો સંખ્યાબળમાં નિર્બળ હતા. ઝારશાહીમાંથી સીધી કિસાન-કામદારની સરમુખત્યારી શાસન સ્થાપન કરવાની લેનીનની માગણી સામે બોલ્શેવિક પક્ષમાં પણ ભારે વિરોધ હતો. કેટલાક ઢીલાપોચા બન્યા હતા. એકસામટી સત્તા હાથમાં લેતાં કેટલાકના હાથ ધ્રૂજતા હતા. સ્ટેલીને સાઇબીરિયામાંથી પાછા ફરી 'પ્રવદા' નું સુકાન સંભાળ્યા પછી પક્ષમાં પેઠેલી નબળાઇ અને વિરોધીને નાબુદ કરવા માંડયાં હતાં. લેનીનનું આગમન થતાં પક્ષનું સંખ્યાબળ સમુદ્રની ભરતી પ્રમાણે વધવા લાગ્યું. કિસાન અને કામદારોએ બોલ્શેવિક પક્ષની નીતિને હર્ષભેર વધાવી લીધી. બોલ્શેવિક પ્રચારને કારણે કેરેન્સ્કીએ મોરચા ઉપર લડવા મોકળેલા અધભૂખ્યાં અને પુરાં શસ્ત્ર વગરના સૈન્યોમાંથી દસ લાખ માણસો મોરચો છોડી ગયા.

જુલાઈ મહિનામાં કેરેન્સકીની સરકાર સામે આપોઆપ વિદ્રોહ જાગ્યો એના પાયા હચમચ્યા. પોતાની સરકારનું ભર દરિયે ડૂલતું નાવ બચવવા લેનીન અને બોલ્શેવિકો ઉપર રાષ્ટ્રદ્રોહનો આરોપ મૂકયો. "જર્મને માટે રાષ્ટ્રનાં દ્વાર ઉઘાડાં કરવા તેઓ નવી ક્રાંતિ માંગી રહ્યા છે" એમ કેરેન્સકીએ જાહેર કર્યું.

આવો રાજદ્રોહી આક્ષેપ આવવો અણધાર્યો ન હતો. જર્મન પાસેથી પરવાનગી માગી ત્યારે જ લેનીને આવી કલ્પના કરી રાખી હતી એ વખતે અન્ય વિકલ્પ નહોતો. પોતાની નિર્દોષતા પુરવાર કરવ જાહેર તપાસ પંચ માગવાનો તેણે નિર્ણય કર્યો. પણ એના સાથીદારો-સ્ટેલીન અને ટ્રોટ્સ્કીએ સમજાવ્યું કે એ તો વાઘના મ્હોંમાં માથું મુકવ બરાબર છે. એ ક્ષણે કેરેન્સ્કીનું આસન સદૃઢ હતું. લેનીન ફીન્લાં ભાગ્યો. એનાં માથા સાટે ઇનામ જાહેર થયું. ટ્રોટ્સ્કી અને લ્યુના ચાર્સ્કી પકડાયા.

## દારૂખાનામાં દિવાસળી ચાંપનાર

પણ કેરેન્સ્કીને પોતે દારૂખાના ઉપર બેઠો હોવાની ગતાગમ રહી ન હતી. એમાં જામગરી ચાંપનાર સ્ટેલીન તો મુક્ત રહી જવા પામ્યો હતો. ઓગસ્ટમાં એની આગેવાની નીચે બોલ્શેવિક કોંગ્રેસે સત્તા કબજે કરવાની અંતિમ પ્રચંડ તૈયારીઓ કરી. દરમિયાન કેરેન્સ્કીએ સુલેહ-શાંતિ, મજુરોની માંગણીઓ કે જમીનના એક પણ પ્રશ્નનો ઉકેલ કર્યો નહિ. એ તો પ્રત્યાઘાતીઓનાં પડખા દિવસે દિવસે વધુને વધુ સેવવ લાગ્યો. પરિણામે લાખો મજુરો અને સંખ્યાબંધ પંચાયતો બોલ્શેવિક પક્ષમાં ભળી. મોરચા ઉપરથી સૈનિકો ભાગીને ગામડામાં પોતાના ખેતરો સંભાળવા માંડયા. જમીનદારોની જમીનો કબજે થવા લાગી. સમ પાકી ગયો. ૧૦ મી ઓકટોબરે લેનીન ફીન્લેન્ડના ગુપ્ત આવાસ-

માંથી બહાર આવ્યો. સ્ટેલીનને શિરે અંતિમ ક્રાંતિની તૈયારી-ઓની વિગતો ગુંથવાની જવાબદારી આવી. એ ક્રાંતિકારી સમિતિના છ સભ્યો હતા. લેનીન, ટ્રોટ્સ્કી, સ્ટેલીન, બુબોનોવ, કામાનોવ અને ઝાનોવીવ. ૨૫ મી આકટોબરે કેરેન્સ્કીની સરકાર સામે આક્રમણ શરૂ થયું. કેરેન્સ્કીએ સમાધાનની દરખાસ્ત કરી. લેનીને જવાબમાં એનું માથું માંગ્યું. કેરેન્સ્કી ભાગ્યો. લેનીને જનસમુદાયને જાહેર કર્યું. "બિરાદરો, ક્રાંતિનો વિજય થયો છે. જુનું રાજતંત્ર ઉથલી પડયું છે. રશિયામાં નવો યુગ બેસે છે." એ ઐતિહાસિક ક્ષણોમાં લેનીનને બન્ને પડખે એની બે ભૂજા જેવા સ્ટેલીન અને ટ્રોટ્સ્કી ઉભા હતા. અને ત્રણે જણા રશિયાના રિવાજ પ્રમાણે હર્ષમાં ગાંડાતુર બની પરસ્પર ભેટતા હતા અને ચુંબનો લેતા હતા.

## સોવિયેટ સંઘતંત્રનો ઘડનાર

ઝારશાહી જડમૂળથી ઉખડી ગઇ. પણ એના ડાળી, પાંદડાં, બી ઠેર ઠેર પડયા હતાં. ક્રાંતિ પછી આંતરવિગ્રહ ફાટી નીકળ્યો. બહારના ચૌદ ચૌદ રાજ્યોએ રશિયા ઉપર ચઢાઇઓ કરી. એમાંથી રશિયાની ક્રાંતિને બચાવવાની હતી. દુનિયામાં અભૂતપૂર્વ એવી રાજાઓ વગરની, મુડીવાદીઓ ને જમીનદારો વગરની અને સૌ સમાન માનવીઓના સમાજની નૂતન રચના કરવાની હતી. બોલ્શેવિક સરકારમાં સ્ટેલીન કામદાર અને કિસાનોનો પ્રધાન બન્યો. રશિયામાં ૧૫૧ ભાષા બોલતી ૧૮૦ પ્રજાઓ હતી. એ ખાતું પણ સ્ટેલીને સંભાળ્યું. એ લઘુમતી અને જુદી જુદી પ્રજાઓના પક્ષોનો નિષ્ણાત ગણાતો હતો. તેણે દરેક પ્રજાને સ્વાતંત્ર્ય અને સમાન દરજ્જો આપી સૌનું સમુહતંત્ર તેણે ઘડ્યું. ત્યારથી રશિયા-પંચાયતી સમાજવાદી પ્રજાસત્તાક રાષ્ટ્રોનું સંઘતંત્રી–Union of Soviet Socialist Republics કહેવાયું. આંતરવિગ્રહ વખતે સ્ટેલીન ટ્રોટ્સ્કી

જેટલો સક્રિય ન હતો. પણ એ સંગ્રામ સમિતિનો સભ્ય તો હતો જ. એ વખતની પોતાની કામગીરી વિષે લેનીનને તેણે લખ્યું હતું. "યુધ્ધખાતાઓના તબેલા સાફ કરવામાં હું નિષ્ણાત બની રહ્યો છું." તેમ છતાં દક્ષિણ રશિયામાં તેણે વોરોશીલોવ અને બુદેની સાથે ઝારીટ્સીન આગળ પ્રત્યાઘાતીઓને પ્રથમ હરાવ્યા હતા. એની યાદગીરીમાં એનું નામ સ્ટેલીનગ્રાડ રખાયું. ૧૯૨૧-૨૨ માં એને લેનીને સામ્યવાદી પક્ષનો મહામંત્રી બનાવ્યો. બીજા રાષ્ટ્રોમાં આ સ્થાન અત્યંત મહત્વનું નથી ગણાતું પણ રશિયામાં એ હોદ્દાનું અનોખું સ્થાન છે. અને સરમુખત્યાર કહેવાય છે છતાં, જર્મન-રશિયા યુદ્ધ સુધી તો સામ્યવાદી પક્ષનોએ મહામંત્રી જ હતો.

## સ્ટેલીનનો પ્રતિસ્પર્ધિ ટ્રોટ્સ્કી

૧૯૨૦ પછી રશિયામાં શાંતિ સ્થપાણી. ૧૯૨૪ માં ગોળીબારને પરિણામે લેનીનનું મૃત્યુ થયું. મૃત્યુ સામે એ ઘણું ઝુઝયો, પણ એમાં એ વિજય ન મેળવી શકયો. જીવનના અંતિમ દિવસોમાં રશિયા વિષે એકજ ભય એની નજર સમક્ષ તરી રહ્યો હતો કે સ્ટેલીન અને ટ્રોટ્સ્કી વચ્ચેની સ્પર્ધા, વૈર અને દુશ્મનાવટથી મારૂં કાર્ય ધૂળધાણી થશે. તેણે મૃત્યુ-પત્રમાં બન્નેને પોતાના અનુગામીઓ નીમ્યા અને સહકારથી પોતાનું કાર્ય સંભાળી લેવાનો આદેશ કર્યો. લેનીનની આ સૂચના સુંદર હતી. બન્નેમાં જુદા જુદા પ્રકારની અસાધારણ શકિતઓ કુદરતે ઠાંસી ઠાંસીને ભરી હતી. પણ એ અમલમાં ન આવી શકી. મૃત્યુ-ખતમાં લેલીને ટ્રોટ્સ્કી સંબંધે કહેલું કે, "એ આપણી સાથે જોડાયો એ પહેલાં મેન્શેવિક (વિરૂદ્ધ લઘુમતિ પક્ષનો) હતો. એ કોઈ અકસ્માત ન હતો. એ ટીકા પણ અંશતઃ એમાં કારણભૂત બની. સ્ટેલીન માટે એ વખતે કહેવાતું કે લેનીનને એનામાં વિશ્વાસ હતો પણ એને કોઇનામાં વિશ્વાસ ન હતો.

બન્ને વચ્ચેની દુશ્મનાવટના મૂળ તો વર્ષોથી નંખાઇ ચૂકયાં હતાં. લેનીનની પ્રતિભા અને પ્રતાપને કારણે તેઓ ઉઘાડા દુશ્મન નહોતા બન્યા. એના મૃત્યુ પછી સત્તા માટે બન્ને વચ્ચે દ્વંદ્વ યુદ્ધ શરૂ થયું. સ્ટેલીન એ વખતે સામ્યવાદી પક્ષનો મહામંત્રી હતો. એ વખતે ટ્રોટ્સ્કી સખ્ત બિમાર પડયો. દરમિયાન સ્ટેલીને સામ્યવાદીપક્ષી કારોબારીના સૌ સભ્યોને પોતાના પક્ષમાં ભેળવી લીધા. પક્ષની ચાવીરૂપ એવું મહામંત્રીનું સ્થાન એની પાસે હતું.

ટ્રોટ્સ્કીએ સાજા થયા પછી સભાઓ ભરી, પ્રચારકાર્ય કરીને સ્ટેલીન વિરૂધ્ધ જબ્બર પક્ષ ઉભો કરી દીધો, પણ એમાં એની એક જ ગંભીર ભૂલ થઇ ગઇ. એના પ્રતિષ્ઠિત નામ નીચે રશિયામાં છિન્નભિન્ન થઇ ગયેલા ક્રાંતિ વિરોધીઓ પણ એકઠા થવા લાગ્યા અને આ ફાટફુટનો લાભ લેવા લાગ્યા.

બન્ને પરસ્પર વિરૂધ્ધ પ્રકૃતિના હોવા ઉપરાંત તેમની વચ્ચે ભારે સૈધ્ધાંતિક વિરોધ પણ ઉભો થયો હતો. ટ્રોટ્સ્કી વિશ્વ–ક્રાંતિમાં માનનારો હતો. એ કહેતો કે ક્રાંતિ રશિયાથી અટકવી ન જોઇએ. દુનિયાભરમાં ક્રાંતિ ન થાય ત્યાં સુધી એક દેશમાં સમાજવાદી શાસન અશકય છે. સ્ટેલીનની પધ્ધતિ તો ઝારશાહીનુ અનુકરણ છે. બીજી બાજુ રશિયામાં થઇ રહેલી સમાજવાદી પ્રગતિ પણ એને મંદ લાગતી હતી. એજ પ્રમાણે પંચવર્ષિય યોજનાઓ સંબંધેની અને ખેડૂતોના પ્રશ્નો વગેરે ઉપર બન્ને પક્ષને તીવ્ર મતભેદ ઉભો થયો.

## "લગામ ખેંચી રાખો"

એના જવાબમાં સ્ટેલીન કહેતો કે "પહેલું રશિયા, પછી બહારના દેશો. હવે રશિયામાં જ્યારે સમાજવાદનું રચનાત્મક કાર્ય શરૂ થાય છે ત્યારે એને એ રચનાત્મક કાર્ય જોઇતું નથી. એને ક્રાંતિની મધુરાત્રીઓમાં જ મહાલવું છે. પણ સૌ હમણા પોતાની લગામ ખેંચી રાખો. અમે તમારી આસપાસ થોડા સમયમાં જ આવી પહોંચશું."

સિદ્ધાંત કરતાં ય વધુ ઉગ્ર વિરોધ તો પરસ્પરના સ્વભાવમાં હતો. બન્નેના સ્વભાવ વચ્ચે આસમાન જમીનનું અંતર હતું. ટ્રોટ્સ્કી પ્રખર બુદ્ધિમાન પુરૂષ હતો. ઉત્તમ સાહિત્યકાર, યોજક અને મોટો તંત્રવાહક હતો પણ સાથે મોટામાં મોટો વ્યક્તિવાદી હતો. અક્કડ પણ ઘણો હતો. સામાન્ય માણસો સાથે એ હાથ મીલાવી શકતો ન હતો. માર્કસ અને લેનીન સિવાય તેણે નીચલું કોઇ સ્થાન કદી સ્વીકાર્યું નહોતું અને સ્વીકારી શકે એમ નહોતું.

સ્ટેલીન શાંત, ગંભીર અને ઉત્તમ વ્યવસ્થાપક હતો. સામ્યવાદી પક્ષનું જબ્બર તંત્ર સંચાલન એ કરતો હતો. સામ્યવાદી પક્ષમાંના ટ્રોટ્સ્કી જેવા અતિ ઉદ્દામ અને અતિ મવાલ પક્ષ સામે એ લડી રહ્યો હતો અને સામ્યવાદી પક્ષને ધીમે ધીમે સંગઠિત રાખી રહ્યો હતો. ટ્રોટ્સ્કીનું સ્થાન ખસડવા માંડ્યું. સભાઓ અને ચર્ચાઓમાં સ્ટેલીને એને પરાજય ઉપર પરાજય આપી એનું સ્થાન અને મહત્ત્વ ઘટાડવા માંડ્યું. આખરે સ્ટેલીન આગળ ટ્રોટ્સ્કી હાર્યો. ૧૯૨૮માં એ ચીનમાં હદપાર થયો. ત્યાંથી પણ તેણે સ્ટેલીન વિરૂધ્ધ ઉગ્ર લડત ચાલુ રાખી. પરિણામે એના નાગરિક અધિકારો ખૂંચવી લેવાયા. એ તૂર્કીમાં દેશપાર થયો.

## ટ્રોટ્સ્કીની હદપારી અને સાફસુફી

દેશનિકાલ થયા પછી પણ ટ્રોટ્સ્કીની હિલચાલો ચાલુ જ રહી. લેનીને સ્થાપેલી 'ત્રીજી આંતરરાષ્ટ્રીય' વિરૂદ્ધ તેણે 'ચોથી આંતરરાષ્ટ્રીય' સ્થાપી. રશિયાના પ્રધાનો, મંત્રીઓ, ઉચ્ચ અધિકારીઓ અને સામ્યવાદી આગેવાનો સાથે પણ એણે પોતાનો સંબંધ ચાલુ રાખ્યો. સૈદ્ધાંતિક અને જાહેર વિરોધે પછી કાવતરાંનું સ્વરૂપ પકડ્યું. થોડા વખતમાં સ્ટેલીનના અનુગામી અને રશિયાના ભાવિ સરમુખત્યાર કીરોવનું ખૂન થયું. એની પાછળ ટ્રોટ્સ્કીવાદીઓનો હાથ હોવાનુ જાહેર થયું. સ્ટેલીને એ ખૂનનું ભયંકર વેર લીધું. સેંકડો માણસોની ધરપકડ થઇ અને

સાફસુફીમાં ભોગ બનેલી સૌ વ્યક્તિઓના ખુલ્લી અદાલતોમાં મુકદ્દમા ચાલ્યા. એમાં સંખ્યાબંધ પરદેશી અખબાર-પ્રતિનિધિઓ, ધારાશાસ્ત્રીઓ અને જાહેર સ્ત્રી પુરૂષો હાજર રહ્યાં. આખરે તો સૌ આરોપીઓએ પોતાના અપરાધનો એકરાર કર્યો હતો. એ સૌને બચાવની સંપૂર્ણ તક અને સમય આપવામાં આવ્યો હતો.

એથી ઉલટું આ મુકદ્દમાઓમાં ટ્રોટ્સ્કી ગુન્હાઓનું મધ્યબિંદુ હોવાનું જણાયું. ટ્રોટ્સ્કીવાદીઓનાં જાપાન અને જર્મનીને લશ્કરી બાતમીઓ પૂરી પાડવાના, જર્મનીને યુક્રેન અને જાપાનને મેરીટાઇમ પ્રદેશ આપી દેવાના છૂપા કરારો કરવાના કાવતરાં બહાર આવ્યાં. ટ્રોટ્સ્કીના જર્મન નાઝી આગેવાન હેસ અને અન્ય આગેવાન નાઝીઓ સાથેના સંબંધ ઉપર પણ ભારે પ્રકાશ પડયો. મુકદ્દમાઓ ૧૯૩૬ માં ચાલ્યા હતા. ટ્રોટસ્કીનું પણ ૧૯૪૦ માં મેક્ષીકોમાં ખૂન થતાં આખા પ્રકરણ ઉપર આખરી પડદો પડયો.

## પંચવર્ષિય યોજનાઓ

લોહિયાળ સાફસુફીની બીજી તરફ સ્ટેલીન પંચવર્ષિય યોજનાઓ દ્વારા રશિયામાં સમાજવાદના ઊંડા પાયા નાખી રહ્યો હતો. એ કહેતો કે "યુરોપ અને અમેરિકાના આગળ વધેલા રાષ્ટ્રોથી રશિયા પચાસથી સો વર્ષ પાછળ છે. દસ વર્ષમાં એ અંતર આપણે કાપી નાખવું રહ્યું. એમ નહિ કરીએ તો તેઓ રશિયાને અને તેના સમાજવાદને કચરી નાખશે." એના શબ્દો સાચા હતા એ જર્મની-રશિયા યુધ્ધે બરાબર દેખાડી આપ્યું છે. એટલે પંચવર્ષિય યોજનાઓનો મુખ્ય ઉદ્દેશ રશિયાને અને ત્યાંના ઉદ્યોગોને પરદેશીઓ અને તેમની મુડીના સકંજામાંથી મુક્ત કરવાનો હતો. રશિયા જેવા પછાત અને ખેતીપ્રધાન રાષ્ટ્રને સૌથી વધુ ઔદ્યોગિક બનાવવાનો હતો. હજી પણ એ યોજનાઓ ચાલુ છે. રશિયાએ જો આ ભારે ઉદ્યોગો ખીલવ્યા ન હોત અને ખેતીનું યંત્રીકરણ

કર્યું ન હોત તો એની સ્થિતિ ચીન કે હિંદુસ્તાન જેવી જ હોત. જર્મની અને જાપાને તેને ચૂંથી નાખ્યુ હોત. આજે (જાન્યુ. ૧૯૪૨) મોસ્કોથી જર્મન લશ્કરનાં પૂર પાછાં વળતાં ન હોત.

જ્યારે એ અમલમાં મુકાણી અને ઉત્પાદન શરૂ થયું ત્યારે યુરોપ અને અમેરિકા એને પોતાના મુડીવાદ માટે ભયરૂપ માનવા લાગ્યા. ત્યાંના ઉદ્યોગપતિઓ કહેવા લાગ્યા કે હવે રશિયાનો માલ યુરોપી બજારોમાં ખડકાશે. બેકારી વધારી મૂકશે. અગાઉ જણાવ્યું તેમ પંચવર્ષિય યોજનાઓ પાછળ મુખ્ય હેતુ એ હતો જ નહિ.

પ્રથમ પંચવર્ષિય યોજના પાંચને બદલે ચાર વર્ષમાં પૂરી થઇ. એમાં રાષ્ટ્રીય ઉદ્યોગના પાયારૂપ લોખંડ અને પોલાદના ઉદ્યોગો વિશાળ પાયા ઉપર શરૂ થયા. એની સાથે ટ્રેક્ટર, મોટર, વિમાન, વીજળી, તેલ, કોલસા, સુતર અને અન્ય રાસાયણિક ઉદ્યોગો ધમધોકાર ચાલતા થયા. રશિયાના બચાવ અને લશ્કરી દૃષ્ટિએ મોસ્કો, લેનીનગ્રેડ, ખાર્કોવ, યુરલ અને સાઇબીરિયાના જુદા જુદા સ્થળે જંગી કારખાના ચાલુ થયા. આમ જ્યારે રશિયાનું સમગ્ર ઔદ્યોગિક ઉત્પાદન ત્રણસો ત્રણસો ટકા વધતું હતું ત્યારે મુડીવાદી જગત મંદીમાં ગરક થતું જતું હતું. અમેરિકા, ઇંગ્લાન્ડ અને જર્મની જેવા દેશોનું ઉત્પાદન પચાસથી પંચોતેર ટકા ઘટી ગયું હતું. આવી તો હવે ત્રણ ત્રણ યોજનાઓની મજલો રશિયાએ કાપી છે.

## ખેતીનું યંત્રીકરણ

પંચવર્ષિય યોજનાઓની સાચી મુશ્કેલી યાંત્રિક ઉદ્યોગોમાં નહિ, પણ ખેતીનું યંત્રીકરણ કરવામાં આવી હતી. કારખાનામાં માલિકો મજુરો હોતા નથી. મુડીવાદનો નાશ થયો એટલે બધાં કારખાનાં રશિયન સરકારની માલેકીના થઇ ચૂકયાં હતાં, પણ ખેતીમાં સ્વાભાવિકપણે પરિસ્થિતિ બરોબર ઉલ્ટી હતી. ટ્રેક્ટરો-દ્વારા એને જમીન ખેડાવવી હતી. વિમાનો દ્વારા જમીન વવરાવવી હતી. લેનીનની પણ એ યોજના હતી.

તેમ છતાં તેણે તમામ ખેડૂત સાથે પ્રથમ સમજાટથી કામ લેવાનું ધાર્યું. કેટલાક કરવેરા માફ કરીને અને મોટી રકમો ધીરીને સૌ ખેડૂતોને સંઘખેતીમાં લલચાવવા માંડયા, કારણ કે ગમે તેમ પણ ખેડૂતો સ્વાભાવિક રીતે અંધશ્રદ્ધાળુ. રૂઢિચુસ્ત, અજ્ઞાન હોય છે. પણ અન્ય સામ્યવાદી પક્ષના કાર્યકરો સ્ટેલીનની સૂચના મુજબ કુનેહપૂર્વક કામ કરી ન શકયા. કુલાકોની ઉશ્કેરણીથી સંઘખેતી જાણે બળવો પોકાર્યો. ૫૦ ટકા ઢોરો કતલ કરી નાખ્યાં. પોતા પૂરતાં અનાજનો સંગ્રહ કરી બાકીના અનાજનો નાશ કર્યો. કોકેસસ અને યુક્રેનના ખેડૂતોએ તો મોસમ લેવાની જ ના પાડી. પરિણામે શહેરો, પ્રજા અને કારખાનાના મંજુરો અનાજ વગર ભૂખે મરે એવી પરિસ્થિતિ ઉભી થઈ. ૧૯૩૩ માં આ કારણે ભયંકર દુષ્કાળ પડયો અને સાઠ લાખ માણસો મરી ગયાં.

પણ સ્ટેલીનનું 'પોલાદ' એમ પીગળ્યું નહિ. ઉલ્ટું વધુ સખ્ત બન્યું. એણે જાહેર કર્યું. "વર્ગો આપમેળે ભૂંસાતા નથી. એમને નાબુદ કરવા જ જોઇએ." એના હુકમથી ખેડૂતો પાસેથી સંગ્રહેલું તમામ અનાજ પાછું કઢાવ્યું. હજારો ખેડૂતો પરિણામે ભૂખે મર્યાં પણ એણે ન સાંભળ્યું. પરિણામ સુંદર આવ્યું. પહેલી જ પંચવર્ષિય યોજનામાં ૬૦ ટકા ખાતેદારો સંઘખેતીમાં જોડાઇ ગયા.

## જર્મની-રશિયા કરાર

ઔદ્યોગિક વિકાસને પરિણામે રશિયા બળવાન બન્યું. એથી આંતરરાષ્ટ્રિય રાજકારણમાં એનું મહત્ત્વ અનેક ગણું વધ્યું. જે રાષ્ટ્રો હંમેશા એનો નાશ કરવાની પેરવીમાં રહ્યાં કરતાં હતાં અને તેને અસ્પર્શ્ય ગણતા હતા એ એની સાથે પરસ્પર મદદ, મૈત્રિ, બીન આક્રમણના કરાર કરવા લાગ્યા. સ્ટેલીનની પરદેશ નીતિનો ધ્રુવ-તારક સુલેહશાંતિનો હતો. પંચવર્ષિય યોજનાઓના વિકાસ માટે એ નીતિ અત્યંત આવશ્યક હતી. એ અર્થે રશિયાને રાષ્ટ્રસંઘમાં પણ દાખલ કરાવ્યું.

તેમ છતાં નાઝીવાદના ભયને સ્ટેલીન બરાબર પીછાનતો હતો. હિટલર જ્યારે ઝેકોસ્લોવેકીઆના ટુકડા કરી નાખવા તૈયાર થયો ત્યારે સ્ટેલીન કરાર પ્રમાણે એને મદદ આપવા માગતો હતો પણ ફ્રાંસ ફસકી પડયું અને બ્રિટનની ચેમ્બરલેનની સરકાર તો હિટલરને મનાવી લેવા હરકોઇ ભોગ આપવા તૈયાર હતી. એટલે રશિયાને તો તેણે દૂર જ રાખવા માંડયું, પણ જ્યારે હિટલરનો ભય યુરોપ ઉપર વધી પડયો ત્યારે એજ બ્રિટન તરફથી પરસ્પર મદદ અને સુલેહશાંતિના કરારની દરખાસ્ત આવી, ત્યારે સ્ટેલીન એની સાથે પણ મૈત્રિનો હાથ લંબાવવા તૈયાર થયો. પણ બ્રિટને અંતઃકરણપૂર્વક એની મૈત્રિ ઇચ્છી જ નહિ. એનો લાભ હિટલરે બરાબર લીધો. રશિયા સાથે બીન આક્રમણના ૧૯૩૯ ના ઑગસ્ટમાં કરાર કરી લીધા. જગતે આ સાંભળી પ્રચંડ કડાકો અનુભવ્યો. પરિણામ વિશ્વ-યુદ્ધમાં આવ્યું.

રશિયા–જર્મની કરારના બચાવમાં સ્ટેલીને કહ્યું છે કે કરારની પ્રથમ દરખાસ્ત જર્મનીએ મૂકી હતી અને સુલેહશાંતિ ચાહતો કોઇપણ દેશ એવી દરખાસ્ત છોડી શકે નહિ. રશિયાને એથી અઢાર મહિનાની શાંતિ મળી છે અને તૈયારીનો વખત મળ્યો છે.

પણ હિટલરે તો સ્ટેલીનને આ પ્રદેશો ઇંગ્લાન્ડ–ફ્રાંસ સાથેના યુદ્ધમાં રશિયાને શાંત રાખવા માટે જ ભેટ ધર્યા હતા. ખરી રીતે રશિયા યુરોપમાં બળવાન બને એમ એ ઇચ્છતો જ ન હતો, એટલે પશ્ચિમ યુરોપમાં વિજય મેળવ્યા પછી રશિયાના યુક્રેન જેવા પ્રદેશો મેળવવાની એની જુની લાલસા અને કોકેસસના તેલની જુની પ્યાસ જાગી ઉઠી. ઉપરાંત પૂર્વ યુરોપમાં લાગવગ માટે બન્ને વચ્ચે ઘર્ષણ શરૂ થઇ ચૂકયાં હતાં. બન્નેમાંથી કોઇ સામો પક્ષ સર્વોપરિ બને એમ જોવા ઇચ્છતા ન હતા. બન્ને બલ્ગેરીઆ, ગ્રીસ, તુર્કી અને યુગોસ્લા-વીઆમાં પોતાની લાગવગ વધારવા પ્રયાસ કરતા હતા. આ સ્થિતિમાં

પીઠ પાછળ રશિયા જેવો બળવાન દુશ્મન ઉભો હોય ત્યાંસુધી તેને ઈંગ્લાન્ડ ઉપર ચઢાઇ કરવામાં ભય લાગ્યો. એટલે રશિયા ઉપર તેણે પ્રથમ ચઢાઇ કરી.

## હિટલરનું આક્રમણ

છથી દસ અઠવાડિયામાં રશિયાને પરાજય આપવાનું હિટલરે જાહેર કર્યું પણ આજ છ છ આઠ આઠ મહિનાથી જર્મની–રશિયાનું ઘોર યુદ્ધ ચાલી રહ્યું છે. ભૂતકાળમાં આવું રાક્ષસી યુધ્ધ દુનિયાએ કદી જોયું કે સાંભળ્યું નથી. રશિયન પ્રજા સ્ટેલીનની આગેવાની નીચે જીવન મરણનું યુદ્ધ ખેલી રહી છે. સ્ટેલીનની 'ધખતીધરા'ની નીતિએ જર્મન લશ્કરના પગ જમીન ઉપર ઠેરવા દીધા નથી. યુધ્ધ પહેલાં થોડા સમયે સામ્યવાદીપક્ષના મહામંત્રીમાંથી વડા પ્રધાન બનીને રશિયાના ભાવિની જવાબદારી તેણે પોતાને શિરે ઉપાડી લીધી છે. આજે એ બ્રિટન–અમેરિકાનો મિત્ર બન્યો છે. એની આગેવાની અને રશિયન પ્રજાની વિરતા અને તાકાત ઉપર મિત્રરાષ્ટ્રોના વિજયનો મુખ્ય આધાર છે.

## માનવતા ભૂલ્યો નથી

સ્ટેલીનનું ખાનગી જીવન અત્યંત સાદું અને સરળ છે. ખુશામતનો એ દુશ્મન છે. પ્રસિધ્ધિ એને પ્રિય નથી. મેક્ષીમ ગોર્કીએ સ્ટેલીન સમક્ષ એનું જીવનચરિત્ર લખવા માટે ભારે દબાણ કર્યું ત્યારે એણે જવાબ આપ્યો કે મને એવી નજીવી વાતો માટે વખત નથી. જીવન-વૃત્તાંત તો જેણે પોતાનું જીવનકાર્ય પુરૂં કર્યું હોય એનું લખાય. મારૂં કાર્ય તો હજી અપૂર્ણ છે.

રાજમહાલય ક્રેમલીનમાં રહેતો હોવા છતાં એ તો પોતાના કુટુંબ અને કાર્યાલય માટે ઝારના નોકરો જે ઓરડા વાપરતા એમાંના ત્રણ ઓરડા વાપરે છે. બ્રિટિશ, અમેરિકન કે ફ્રેંચ સરકારના સામાન્ય

અધિકારીઓ પણ જે ખોરાક પસંદ ન કરે એવો એ સામાન્ય ખોરાક નજીકની સાધારણ હોટેલમાંથી મંગાવી લે છે. એનો માસિક પગાર ફક્ત ૬ પાઉન્ડ અને ૧૫ શીલીંગનો છે. એટલે આપણા લગભગ ૮૦-૯૦ રૂપિયા પગાર થયો. એને પણ રસોઇ કરતાં, માછલાં પકડતાં, શિકાર કરતાં અને સુથાર વગેરેનું કામ કરતાં આવડે છે. પોશાકમાં પણ એ એટલોજ સાદો છે. હંમેશા ગળા સુધીનું બટન-વાળું જાકીટ અને ચોરણા જેવું પાટલુન પહેરે છે. રશિયાના કામદારોનો એ સામાન્ય પોશાક છે. કોલર ટાઇને તો એ ધિક્કારે છે.

એ પોતાની માતૃભૂમિ જ્યોર્જીઆ પ્રાંતને કદી ભૂલ્યો નથી. એશિયાવાસી હોવાનું એને અભિમાન છે. ઉનાળામાં દર વરસે એ પોતાના નવાજૂનાં મિત્રો, સંબંધીઓને મળવા જાય છે. ખેડૂતો અને કામદારો સાથે નાચીકૂદીને આનંદ કરે છે. મોરકોમાં હોય ત્યારે ધમાલવાળી જગ્યાઓમાં ફરે છે.

એની અત્યારની સ્ત્રી ત્રીજીવારની છે. એનો એક પુત્ર યુક્રેનમાં જર્મનોને હાથે કેદ પકડાયો છે. એક બે પુત્રીઓ પણ છે. 'લેનીનવાદ' નામનું એક પુસ્તક તેણે લખ્યું છે.તેમાં પણ નિખાલસપણે તેણે રશિયાની સારી વાતો ઉપર જેમ ભાર મૂકયો છે તેમ નબળી બાજુ પણ છૂપાવી નથી.

એની પોલાદી સરમુખત્યારીથી એના દુશ્મનો જેમ થરથર ધ્રુજે છે, એની સાદાઇ, સરળતા, અને સચ્ચાઇથી જેમ સામાન્ય જન એને પૂજે છે, તેમ એની મુલાકાતે આવતા પરદેશીઓને એની બુદ્ધિપ્રભા અને વિદ્વતા મુગ્ધ કરે છે, વાર્તાલાપ અને ચર્ચા દરમિયાન વિદ્વાનોના શબ્દો ટાંકે છે અને સમાજની બુદ્ધિને પોતાના બુદ્ધિ તેજથી આંજી નાખે છે. સરમુખત્યાર હોવા છતાં એ માનવ મટયો નથી, માનવતા ભૂલ્યો નથી. એમાં જ મહત્તા છે.

---

મુદ્રક: હર્ષચંદ્ર કપુરચંદ દોશી
મુદ્રણસ્થાન : સૂર્યકાંત પ્રીન્ટીંગ પ્રેસ, ૪૫૧, કાલબાદેવી રોડ, મુંબઈ.